

ઊસ્તાદિ કાવ્ય.

# કુંજ બિહારી.



રચી પ્રસિદ્ધ કરનાર

**જોશી જયરામ રવજીભાગલીઆ.**



કચ્છ-માંડવીવાળા



મુંબઈ.

ઠે-કાદા ડી શેઠ ધરમસીંહ ભવાનજી ઉનવાલાના

માળામા કાકડવાડીને નાકે



આવૃતી ૧ લી    પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૯    સને ૧૯૧૩





**કીંમત ૧ આનો.**





ધર્મ વિજય પ્રીન્ટીંગ પ્રેસ પાયધુની ન૦ ૫૭૨-મુંબઈમા

હરજીવન ભગવાને છાપી.

### સુરતના શેઠ નરસિંહદાસ પરશોતમદાસ તમાકુવાલા ભીમડી એવણને કર્તા તરફથી આપવામાં આવેલી

# અર્પણ પત્રિકા.



હરીગીત

બુદ્ધિ સરળ છે જેમની, ઉપકાર પર પ્રીતી ઘણી,
શાસ્ત્રો તણા શુભ શ્રવણના, અધિકારીઓમાં છો મણી;
જેના પીતા પુરૂષોત્તમ. નીજ નામ નરસિંહદાસ છે;
અર્પણ કરૂં છું તેમ આ ગ્રંથ કુંજબિહારી જે.
આનંદ પણ ઉર છે અતિશય, મુક્ત ક્લેશ થકી સદા,
સંસારમાં વસિને રહ્યા, પણ ગર્વ છેક નથી તદા;
કિર્તિ પવિત્ર પ્રભુ દયા જ થકી, મહા સુખદાન છે;
અર્પણ કરૂં છું તેમને, આ ગ્રંથ કુંજબિહારી જે
વ્યાપારીઓના વર્ગમાં, નેકી પરસ્પર મેળવી;
દેખી ન મે કોઇ દિવસ. હાસ્ય તણી રમત જે ખેલવી;
ચોટા વિષે અધિકુ સદા, સત્કારને શુભ માન છે;
અર્પણ કરૂં છું તેમને, આ ગ્રંથ કુંજ બિહારી છે
પ્રભુની કૃપા અવલોકીને. પ્રગટ્યો પરસ્પર પ્રેમ ત્યાં.
જયરામ પણ આશીસ દઇ, સુખ ધન્ય એમ વદી રહયા;
ગા બ્રાહ્મણોના હિત વિષે. સતકૃત્ય જે કરનાર છે.
અર્પણ કરૂં છું તેમને, આ ગ્રંથ કુંજબિહારી જે.

લી० હું છું આપના શુભેચ્છક
**જોશી જયરામ રવજી ભાગલીઆ,**
કચ્છમાંડવીવાલા.

# પ્રસ્તાવના.

ગાયન કળાની કેલવણી મળ્યા શિવાય કોઈ પણ ગાયન સરળ રીતે સમજી શકાતુ નથી ને તે બરોબર રીતે અક્ષરો છુટા પાડવામા ન આવે તો તેનો ખરો અર્થ સમજવામા આવતો નથી વર્તમાનમા દરેક જીવને કામ સબધી પ્રપચને લીધે નિવૃતી મળવી મુશ્કેલ છે તો પણ તેમાથી થોડો વખત બચાવી અતરમા રહેલા આત્માને પ્રસન્ન રાખવા માટે અવશ્ય કઇ પણ મનહર ગાયનોની જરૂર જણાય છે તેવા સાધનોની પ્રબળતા ઓછી હોવાથી અભ્યાસ થતો ન હોય છતા પણ શ્રવણાદિકથી તે જ્ઞાન મેળવી આપણી પોતાની ફરજ પાર પાડવી એ આપણુ કર્તવ્ય છે ઘણા ખરા પુસ્તકોના રાગ ઉપર જે નિયમથી બોલવાનુ લખેલુ હોય પરતુ વાચવા જતા કઇપણ પતો લાગતો નથી તેથી મનુષ્ય માત્ર કટાળી જઈ તે પુસ્તકને કચરા તરિકે ગણી લઇ પૈસા પાણીમા ગયા નું સમજી ફેકી દે છે, હાલમા એવા અસુધ્ધ પુસ્તકો ઘણા નિકળેલા જોવામા આવે છે પુસ્તક તો તેજ કહેવાય કે જે સાભળવાથી મનુષ્યના અતકરણ ઉપર એવી તો અસર થવી જોઇએ કે પોતાનુ ધ્યાન તેની ભીતર લીન થઇ જાય કે જે બાબતમા અથવા જે વિષય ઉપર આપણે બોલતા હોઇએ તે મય થવુ જોઇએ તોજ તે કાવ્ય કહેવાય છે લઘુ પુસ્તક છતા

ઉત્તમ ચીજો થોડી પણ હોય તો બસ છે વિશેસ પાના જોવાનુ કંઇ પણ અનુભવીઓને કારણ હોતુ નથી ફક્ત કદર બુઝી પોતાથી બનતો ઉત્તેજન આપવા ગૃહસ્થોની ફરજ છે કે ફરીથી પણ ઉત્તમ ચીજોનું સંગ્રહ થઇ જગત કલ્યાણને માટે આવકાસ મળે એવી આશા છે અગાઉથી આશ્રય આપનારા ગ્રહસ્થોના મુબારક નામ પાછળના ભાગપર લખેલા છે.

લી૦ હું છુ આપનો હીતેચ્છુ
**જોશી જયરામ રવજી ભાગલીયા,**
કચ્છમાંડવીવાલા.

## કુંજબિહારી.

### ગણપતી સ્તુતી. ૧

કવાલી.

નમું આદી તમોને હું, ચતુર બાહુ પ્રભુ પ્યારા;
વિનતિ એક છે મારી, હરો વિઘ્નો મા ન્યારા. નમુંઆદી
વિવિધ પુષ્પો અને વારી, ધૃત ગોનુ સુખાકારી
તમોને ચર્ચવા અંગે, મગાવ્યુ સિંદુર સારા નમુ આદી
કૃપાજો આપની થાશે, મહા માંગલ્ય વર્તાશે;
એવી આશા અમોને છે, કરૂં કિર્તિ મુખ દ્વારા. નમુ આદી.
કહે જયરામ હે સ્વામી, રહુ આનંદ જો પામી;
ચરણ સેવી રહૂ તારા, ચતુર બાહુ પ્રભુ પ્યારા. નમુ આદી

---

### પ્રભુનો ઉપકાર ન ભુલવા વિષે. ૨

કવાલી.

ગયો ભુલી પ્રવર્તિમા ખરૂં કર્તવ્ય જે તારૂ,
અવિનાશી પ્રભુને તે, વિસારી કા દીધા .વારૂ. ટેક૦
રહ્યા તુ ગર્ભમાં જ્યારે. કરારો શુ કર્યા ત્યારે.
તમારૂં નામ નહિ ભુલુ, પછી પસ્તાય શા મારૂ ગયો ભુલી.
સબંધી જે બધા તારા, પ્રિય બધુ અને દારા;
ગળે ફાંસી કરી આવે. રહે વાતો કરી ન્યારૂં. ગયો ભૂલી

મુકી તે રત્નને દીધુ, અલ્યા આ કર્મ શુ કીધુ;
ગયો બાજી બધી હારી, વિષય લાગ્યુ બહુ પ્યારૂ ગયો ભૂલી.
કહે જયરામ હે પ્રાણી, નમાની સતની વાણી,
કદી ચેતી નહિ ચાલે, ગતી થાશે ન હુ ધારૂ ગયો ભૂલી.

---

## ઇશ્વર સ્તુતી. ૩

### ધનાશ્રી.

વિઘ્ન હરો મહારાજ અમારા. વિઘ્ન હરો મહારાજ;
છો આપ અંતરજામી અમારા, રાખો હવે સીદ લાજ. અમારા૦
પાલન કર્તા છો પ્રભુ પોતે, શ્રષ્ટિ તણા શિરતાજ. અમારા૦
નામ પ્રતાપી લેતાં તમારૂં જતિ દેખુ સાહુ કાઝ. અમારા૦
જયરામના પ્રભુ છો દિનબંધુ, અર્જ સ્વિકારો આજ અમારા૦

---

## પ્રભુનો ઉપકાર. ૪

### રાગ પામ્યો પામ્યો પદ્મિની નારી હો.

મતી અલ્પ છતાં અભિમાનીરે, મન ભજ શ્રી કૃષ્ણ દિલજાની;
દુઃખ સમય જે સાહ્ય કરે છે, મુનીશ્વરો પણ ધ્યાન ધરે છે;
અવિનાશી જગતમય જાણીરે. મન ભજ૦
ગોકુળમાં પ્રભુ ધેનું ચરાવી, કાલિંદિ જલ સુખ કરાવી;
કર્યું નાગદમન બહુ તાણીરે. મન ભજ૦

ઇંદ્ર તાણું અભિમાન ઉતાર્યું, ગોવરધન શુભ નામ ધરાવ્યુ,
જન સમુહ, રહ્યા સુખ માણીરે મન ભજ૦
નંદ કુંવર પણ એજ કહાવે, ચીર હરી બાહુ જોર જણાવે;
વૃજ વનિતા રહી વખાણીરે. મન ભજ૦
ઇષ્ટ અમારો એજ પ્રતાપી, પ્રાબલ્ય જગમાં જેનુ અમાપી;
જયરામ અચલ સુખ માનીરે. મન ભજ૦

---

## નીંદાનો ત્યાગ. ૫

### ભૈરવી.

નિંદા પરાઈ દે છોડી રે, મન નિંદા પરાઈ દે છોડી;
નિંદા નરકમાં વેગ નખાવે, પુન્ય નાંખે સો તોડી. ટેક૦

### સાખી

નિંદાના કરનારનુ, કરવુ નહિ દર્શન:
જે જન નિંદા પાત્ર છે. પુરો પાપી જન રે મન૦
નિંદા કરતાં નરક છે. પાપ પરાયું ધોય;
સ્વાદ નથી એમાં કશો, બીજ નઠારૂં બોય. રે મન૦
પીતા પુત્ર બેઉ સામટાં, નિંદા કરતાં હોય,
પ્રપૌત્ર પણ તેવો થશે, પલટી શકે ન કોય. રે મન૦
મસ્ત થયો એમાંજ શુ, કહી દે સાચી વાત
વચન સત્ય જયરામના, યાદ કરો પરભાત; રે મન૦

---

## કૃષ્ણ ગોપી સંવાદ. ૬

### કવાલી.

બતાવો છે જવુ તે કયાં, તમારી દાસીને છોડી;
છબીલા શુ કરો છો આ, વિખેરીને હવે જોડી ટેક૦
કર્યુ શુ પાપ મે વહાલા, સતાવો ના હવે ઠાલા;
ન ત્રુટે કર્મની દોરી. તમારી૦
તમારૂ જો ન હુ માનુ, કરૂ જઈ કર્મ કંઈ છાનુ;
પછી જાવુ ભલે દોડી. તમારી૦
છતા આધિન છુ એવી, તજી દઉ પ્રાણને તેવી.
જશોદાના સ્નેહને તોડી તમારી૦
કહે શ્રી કૃષ્ણને ગોપી, લજા કુલની સો લોપી;
વીચારો વાત આ થોડી.

---

## ઉપરના પ્રશ્નનો પ્રતીઉત્તર. ૭

### કવાલી.

પ્રિયા આધીન છું તારે, અમસ્તા બાણ શું મારે;
યુગો વિતી જતાં ચારે, જવાનો છુ નથી બહારે. ટેક૦
અમારૂં કામ છે એવું, વીધીથી ના બને તેવું;
જવું તેથી પડે ત્યારે. અમસ્તા૦
અમારી આ દશાને તો, પીછાની જે રહ્યા તે તો,
ભવાબ્ધિને ગયા પારે. અમસ્તા૦

વળી જે રૂકિમણી રાણી, હરિ જેને અમો આણી:
નથી કહેતી મુને કયારે. અમસ્તા૦
મને લક્ષ્મિ બહુ પ્યારી, પિતા જેના નિધિચારી,
ન બોલે તે મુખદ્વારે. અમસ્તા૦
અનાદિ કાળના પાપી, સ્વરૂપોમાં દિધાં સ્થાપી;
રહ્યા સો એજ આધાર. અમસ્તા૦
કહે જયરામ એ બાળા, પ્રભુ એવા કરે ચાળા;
પ્રતાપી છે મહા ભારે. અમસ્તા૦

— ——

## કૃષ્ણ ચરિત્ર.

### ગુનો છુપાવવાની ચાલાકી. ૮

રાગ—પ્રેમ પીયાલો પીધોરે.

મે તો માખણ નથી ખાધુ રે, માતાજી મારી મે તો માંખણ નથી ખાધુ
અદેખી ગોપીઓ સો જુઠું બોલે છે મા, હુ તો જનમનોજ સાધુરે ટેક૦
જુઓ ખોલી મારૂ મુખડુ બતાવું મા, જરાએ પણ નથી ટાઢુરે. માતાજી૦
માતાજી કહે અટ્યા લુચ્ચા સબુર કર, હાથ બેઉ તારા બાંધુ રે માતાજી૦
જયરામ કહે એવા બાળ ચરિત્રના ગુણ ગાઇ દીન કાઢુ રે
માતાજી મારી મે તો માંખણ નથી ખાધુ.

## જસોદાજી પાસે કૃષ્ણે માગેલી માફી. ૯

માડ.

છોડો છોડો માજી કૃત્ય આવું, હું નથી કરનાર,
હું નથી કરનાર આજ પછી. ફરી કોઈ વાર. ટેક૦
રંક જાણી આ નિજ બાળને, ક્ષમા જો કરો અપરાધ,
વાસના એવી આજથી તજું, હવેથી રાખીશ હું યાદ. આજ
જનુની જાણ્યું હોત જો, પ્રથમ થકી નીરધાર,
જયરામના કષ્ટની જસો. કદી આવતે નહિ બહાર.
આજ પછી કોઈ વાર

## કૃષ્ણ બાલચરિત્ર વર્ણન ૧૦

ભૈરવી.

મતવાલો મોહન મારો, લાગે બહુ પ્યારોરે: ટેક૦
પ્રેમ તણે વસ છે પુરૂશોત્તમ, કુટિલ જનોથી રહ્યા ન્યારોરે.- મત.

સાખી.

ધુટણીએ ભર ચાલતા, પ્રભુ થયા પરસન;
મટી વૃક્ષ ઉત્તમ ગતી, પામ્યા યમલાર્જુન. મતવાલો૦
આવી મારશી પૂતના, કરાવવા સ્તન પાન;
પ્રાણ લીધા પલ એકમાં, કૃષ્ણ મહા બળવાન. મતવાલો૦
અંતરજામી ઓળખી, જપો નિરંતર નામ,
જય બોલો જગદિસની, સત્ય કહે જયરામ. મતવાલો૦

## પૈસો એજ પરમેશ્વર છે. ૧૧

### કવાલી.

અરે પૈસા અરે પૈસા, રહ્યુ આધિન સૌ તારી,
બનાવે મૂર્ખને જ્ઞાની, રખાવે વાત તું છાની:
કરે છે ધર્મની ખ્વારી. ટેક૦
મનાવે છે રૂડુ તારૂં, વિના પૈસે બધુ ખારૂ,
ભરે છે કૈંકતો વારી રહ્યુ આધિન૦
વસે છે તુ વધારે ત્યાં, રહ્યા હાટી જમીનોમાં;
મજા ચાખે ન કઇ સારી. રહ્યુ આધિન૦
હવે માગી રહુ માફી, વધારે શુ કહુ ચાંપી,
ગયો જયરામ પણ હારી. રહ્યુ આધિન૦

## સબંધીઓની તારીફ. ૧૨

### કવાલી

સબધીની મજા જોવી, પડે છે કામ તે વારે,
હશે જો પાસમાં નાણુ, મજાનુ જો જણે ટાણુ;
કહે આધિન છુ તારે. ટેક૦
કદાપી જો દુ:ખી દેખે, કશામાં તે નહિં લેખે;
ગમે ના તે ઉભો દ્વારે પડે છે૦
કથીને શુ કરૂ વાલા, દિસે જો હાથ આ ઠાલા;
જતો ઉઠી રહે બહારે. પડે છે૦
કહુ છુ હુ હવે યારો, પરાઇ આસ ના ધારો;
કહે જયરામ તે ત્યારે. પડે છે૦

## હીતોપદેશ. ૧૩

સારંગ

રટી રામ નામ તુ લે પ્રાણી, અમથી ન બોલ્ય મિથ્યા વાણી
ટેક૦
વ્યાપક અંતરજામી જગતના, ઘટઘટમા એ રમતો જાણી. રટી૦
પાર ઉતરવુ છે ભવસાગર, વાત કહુ તુને છુ છાની રટી૦
રહ્યો બુડી શુ વિષય રંગમા, શત્રુ સકલ કરશે હાણી રટી૦
અનુભવ શીર જયરામ કહે છે, નહિ તો જમડા લેશે તાણી રટી૦

---

## જગત કાર્ય વસ છે. ૧૪

રાગ પીલુ

વિસ્મયની વાત છે એક એવી, દ્રષ્ટાત રૂપે જનો એજ લેવી ટેક૦
મૃગ ત્રણ લીલુ જ, વનમા ચરે છે, દગ્ધ થયુ દેખી તુર્ત ફરે છે.
વિસ્મય૦
વિહંગ પણ ફળ દેખી ધગાય, ઓછાં થયાં કે ઉડી ઝટ જાય
વિસ્મયની૦
ચુક્ત સુગંધ હશે પુસ્પ ભાઇ, ત્યાં લગી સેવે ભ્રમર સુખદાઇ
વિસ્મય૦
રસ વર્જ થએલું કદી ભ્રમ ન દેખે, સ્વાર્થ વિના તે કશામાં ન-
લેખે વિસ્મય૦

નિર દ્રવ્ય નર ગુણીકા ઘર જાય, બરબાદ થયેલો નફટમા
ગણાય. વિસ્મય૦
સ્વાર્થ વિના કશી છે ન સગાઈ, જયરામ આસ ન કરતું
પરાઇ વિસ્મય૦

---

## ઇશ્વરી લેખની મહત્વતા. ૧૫

### કવાલી

પ્રભુને હાથ છે બાજી, વ્યથા સાને કરે છે તુ,
ન કર્મોથી કદી ત્રુટે; વિધિ આયુસ્ય ના ખુટે;
ભરાયું હોય તે ફુટે, નકી જાણી રહે જે તુ. ટેક૦

જગત આધિન છે જેને, વિમારી યુ રચ્યો તેને,
ગાણું કોને હવે પાઝી, બનાવ્યો જે મુને તે તુ. પ્રભુને૦

કરે છે કૃત્ય તું કેવા, પશુમાં સા ગણુ તેવા;
સકલ શ્રષ્ટિ મરે લાજી, ચારિત્રો વર્ણવુ હુ શુ પ્રભુને૦

બકે છે શુ મુખે મારૂ, બતાવી દે કયુ તારૂ,
પીતા કોના કઈ માજી, પ્રીયા કોને ગણે છે તુ પ્રભુ૦

તપાસી લે જરા પ્યારા, ગુણો જેમાં રહ્યા ન્યારા;
જેથી શકિત રહે તાજી, ભજન તેનુ કરીલે તુ. પ્રભુને૦

બન્યો મુસ્તાક તુ જેમાં, વાચ્યુ તારૂ જ શુ તેમાં,
કહે જયરામ લે સાધી, જવાનો છે નકી જયાં તું. પ્રભુને૦

## જીવોપદેશ ૧૬

### ધનાશ્રી.

માંડયો શુ આ વ્યાપાર, માનવી તે, માંડયો શું આ વ્યાપાર,
શુ કામે આવ્યો આ જગમાં તુ, વેગે કરી લે વિચાર. ટેક૦
હિણભાગી તુ કંઇ ન કમાયો, વ્યર્થ ગયો અવતાર માનવી તે
કુડી માયામાં તું લપટાણો, ભુલી ગયો કીરતાર માનવી તેં.
જ જાલમાં સહુ જોર ગયુ પડી, ગયા સિથલ સો હાડ માનવી તેં.
પુત્ર દારા કોઇ કહ્યું ન માને ત્યારે, દુ ખ પામ્યો તું અપાર.
માનવી તે.
અ ત સમય કોઈ કામ ન આવ્યુ, ગોથાં ગણે છે ગમાર.
માનવી તેં
જયરામ કહે પછીથી પસ્તાયો, અ તઃ સમય અનુસાર.
માનવી તે માંડયો શુ આ વ્યાપાર

---

## શોક ન કરવા વિશે. ૧૭

### કવાલી.

ચતુરો જ્યાં ગયા ચુકી, કરે છે સોચ તું શાને;
થવાનું તે નકી થાસે, લખાણુ હોય જે બહાને. ટેક૦
રડી કુટી મરે છે તુ, વળ્યું તેમાંજ તારૂં શુ;
છતી વાતો બધી જાણે. કરેછે.૦

ન માને લાંચ દીધાથી, મળેના ઝેર પીધાથી;
ન ધારે તે કશુ કાને                                   કરેછે

પિતા માતા અને ભાઇ, સબંધી જે સગા સાઇ
રહ્યા સૌ મોજ તે માણે                                  કરેછે૦

પ્રભુને હાથ છે કુંચી, ઘડીમાં લે બધુ ખુંચી.
કદાપી ના કહ્યુ માને                                   કરેછે૦

જેવી વૃક્ષો તણી છાયા, તેવિ જાણો બધી માયા,
લખીને રાખજે પાને.                                  કરેછે.

કહે જયરામ તે જાને, ઉપાડો ભાર શા માટે;
ગુણો શ્રી કૃષ્ણના ગાને                                કરેછે

---

## ગુન્હાની માફી. ૧૮

પામ્યા પામ્યા પદ્મિની નારી હો—એ રાગ

સરણુ હુ રહ્યા છુ તમારી રે, ભૂલ માફી કરો પ્રભુ મારી,
પરોપકારો મેં નથી કીધાં દાન સુપાત્રે મેં નથી દીધાં;
રહ્યા ભોગવિ હું લાચારી રે.                          ભૂલ માફી૦
અંતરજામી આપ અમારા, સેવક જન ગુણ ગાય તમારા;
જાઉ ચરણ કમલ પર વારી રે                           ભૂલ માફી૦

સુંદર નારી જોઈ પરાઇ, માર્ગ મૂકી હું ચાલું ભરાઇ;
એવાં કર્મ કર્યાં બહુ ભારી રે ભૂલ માફી૦
જોબન જુવતી સંગ ગુમાવ્યુ, ચતુરપણું મે ત્યાંજ સમાવ્યું;
વસ થયો સમય અનુસારી રે. ભૂલ માફી૦
છેવટ પણ બની રહ્યો બીચારો, એ દુઃખમાંથી આપ ઉગારો;
જયરામ જાય બલીહારી રે ભૂલ માફી૦

---

## ગરીબી હાલતની ગમગીની. ૧૯

રાગ પીલુ.

હાલત ગરીબી સમુ જગ માંહી, દુઃખ ન દીઠુ મે કશું-
અન્ય કયાંહી, ટેક૦
રંકની યાદ વળી કોણ રાખે, જીવતર બગડેલનું કોણ સાંખે.
હાલત૦
દ્રષ્ટિથી ગરીબ જુવે જો કદાપિ, નજર પડી જન કહેશે
તથાપી. હાલત૦
જયરામ કહે રંકના રખવાળા, કષ્ટ હરો દ્વારીકાનાથ મારા.
હાલત.૦

---

## મુંબઇના વર્તમાનની સ્થિતિ ૨૦

### રાગ આવો આવો આમ હે બાળકો તમામ

વિશ્વાસ ના કરો, વિશ્વાસ ના કરો.
મુંબઇ પ્રિતિ કદી વિશ્વાસ ના કરો. ટેક૦
લોભે લક્ષણ જાય કહ્યું છે, કહેવતમાં નિરધાર;
જરને કાજે જરૂર પોતાના, પ્રાણ કરે છે ખ્વાર. વિશ્વાસ૦
હોંશીલા હયરાન થવાને, નાટકમાં નીત જાય,
પૈસા ખરચી ઉજાગરો લઇ, કામ વિના અથડાય વિશ્વાસ૦
ચપટી ધૂળ લઇ કાગળમાં, પુળી બનાવી ખાસ,
સીલબંધ કીધી સુંદર ગુણ, ગહન કર્યા પરકાશ. વિશ્વાસ૦
ગુલાબ અત્તર સેંટ તણી, ખુશબો લેવાને ચાહ્ય,
મુખ ચુંબન વટોળેલીનું, કરતાં ન કંઈ લજવાય વિશ્વાસ૦
પૈસા ચાર ધરમ મારગમાં, કદિ નહિ વપરાય.
ગુણિકાનું થઇ રહ્યું નાચ, ત્યાં નોટ વીસની જાય. વિશ્વાસ૦
વર્ણન કરતાં વખત જાય છે, ભલું કરો ભગવાન
જયરામ તણા આ વચના મૃતનું, સકલ કરો જન પાન
વિશ્વાસ ના કરો૦

———

## પ્રભુના વિયોગે-ગોપીએ કરેલો વિલાપ. ૨૧

પીલુ.

કૃષ્ણ વિના આ જીવન દુઃખદાઇ, વિરહ ઘેલી હુ ફરૂં વનમાંહી;
ટેક૦
બંનસીધર મારો છેલછબીલો. નંદ જશોદાજીનો ઉછરેલો.
કૃષ્ણ વિના.
અર્ધ નિશાએ ગયા પ્રભુ ત્યાગી, પરવસ પડતાં વ્યથા એજ
લાગી. કૃષ્ણ વિના૦
અમથી જો રહીશ કદી અકળાઇ, યત્ન વિના ન મળે સુખદાઇ.
કૃષ્ણ વિના૦
જોઇતાં નથી એને મીષ્ટાન્ન મેવા, વસ કરી પ્રેમ થકી પ્રભુ
લેવા. કૃષ્ણ વિના૦
અંતરજામી ગોકુળના નિવાસી, જયરામ ગુણ નીત્ય ગાય
પ્રકાશી. કૃષ્ણ વિના૦

---

## વિરહીણી ગોપી. ૨૨

ગજલ.

કૃષ્ણ ચંદ્રને હું નીહાળવા, જાઉં ક્યાં કહિ દેને હે સખી,
જાઉં કયા કહિ દેને હે સખી, ધ્યાનમાં ન આવે એનો નકી.
ટેક૦

વિના વત્સની જેવી ગાવડી, પુત્ર વિરહથી ઝુરે માવડી;
ગતી મારી તેવી તુ જાણજે, સત્ય વાકય મારા તુ લે લખી.
કૃ'ણ ચ૰ઽ૦

પ્રાણાધાર આપ વિના રતી, પલ એક પણ ગમતું નથી;
વાટ હું રહી જોઉં કયારની. આવી જાય જો દ્વારીકાપતી.
કૃષ્ણ ચ૰ઽ૦

જયરામ એમ કહે પ્રભુ, મુજ રંકના એલી છો વીભુ;
કીરપા કરી નીજ દાસના, દુઃખ દુર થાશે તમો થકી
કૃષ્ણ ચંદ્રને હું નીહાળવા, જાઉ કયાં કહી દેને હે સખી.

---

## પરમેશ્વરનો ડર રાખવા વિષે. ૨૩

### કવાલી.

ભલુ તારૂં થવાનુ સૌ, નીયતાનેજ છે હાથે. ટેક૦
કરે છે કર્મ તુ કુડાં, મનાવે છે પછી રૂડાં,
એવુ અંધેર નહિ ચાલે, લખીને રાખ તુ સાથે. ભલુ૦
કચેરીમાં જવાનુ છે, થનારૂ તે થવાનુ છે,
ભલુ ભુડુ ખરૂ ખોટુ, કર્યું સૌ ભોગવો જાતે. ભલુ૦
થયો શુ ગર્વમાં ઘેલો, મળ્યો પંખી તણો મેળો
નીસાએ સૌ થયાં ભેળાં, જશે ઉડીજ પરભાતે. ભલુ૦
હીસાબી છે ચતુરો ત્યાં, ફરક પૈનો પડે નહિ જયાં;
ઉકળતાં તેલમા બોળે. કહે જયરામ તે માટે. ભલુ૦

---

## ગ્રંથ માધુર્યતા દર્શક. ૨૪

### કવાલી.

નમાનો તો કશુ પણ નહિ, જરા શું આવસો નહિ ત્યાં;
રચ્યાં મે પુસ્તકો રૂડાં, કદી વાંચ્યાં હશે નહિ કયાં ટેક૦
ખરૂ ઐશ્વર્ય તો એ છે, બતાવી અર્થ પણ દેછે,
સુપથ જે પ્રવર્તે છે પ્રભુ તેને મળે છે ત્યાં નમાનો૦
ખુશીમાં જીવતો રહેશે. વધુ કંઈ દ્રવ્ય નહીં બેસે;
છતાં પણ લાભ ના લેસ, કથન તેનુ કરૂ જઇ કયાં. નમાનો૦
લીધાં છે પુસ્તકો જેણે. પુછો જઇને ઘરે તેને;
રહ્યાં આનંદમાં છે ને, કહે જયરામ ભાગ લીઆ નમાનો૦

## ભજનમાં ભંગ પાડનારને દૂર કરવા વિષે. ૨૫

### પીલુ.

નામ પ્રતાપી લેતાંજ તમારૂં, એકાદું વિઘ્ન નથી આવનારૂં.
ટેક૦
અંતરજામી અમોને શું કરવુ, દુષ્ટોના સંગથકી કેમ તરવુ.
નામ૦
કઠણ વચન તું રહ્યો કેમ સાંખી, દુઃખ દૂર કરશે કવણ તુજ
પાંખી નામ૦
મનનું ધારેલુ નથી નાથ થાશે, શાંતીથી સુખમાં પછી રહેવાસે.
નામ૦
કહેવું અમારૂ ધરી નીજ કાને, જયરામને ઝટ દૈ સાહ્ય થાને.
નામ૦

## સજ્જનોને ભલામણ. ૨૬

અનજારો.

ઉત્તમ પદના અધિકારી, વાંચો એ કુંજબીહારી,
છે સાંખ્ય જ્ઞાનના સંગી, ભય રહિત મજા ઉછરંગીરે:
કરી ફરી કહું લલકારી. વાંચો૦
મનહર મંત્ર સમ છે મીઠા, નવ હસે કદી ક્યાં દીઠારે;
કવિતા સૈ દુઃખ હરનારી વાંચો૦
આ વર્તમાન છે ખોટા, વૈરાગ્ય તણા છે ત્રોટારે.
ગૃહસ્થાશ્રમ ધર્મ વિચારી વાંચો૦
જે કદર હશે કરનારા, અલમસ્ત થઇ ફરનારે:
મુંબઇના જન સુખકારી. વાંચો૦
જયરામ દાસની વાણી, કંઠસ્થ કરો એ પ્રાણી,
પછી પુરૂષ હોય કે નારી. વાંચો૦



# અગાઉથી આશ્રય આપનારા ગ્રહસ્થોના નાંમ

| નકલ | નામ | ઠેકાણુ |
|---|---|---|
| ૧૦૦ | શેઠ ધરમસિંહ ભવાનજી ઉનવાલા | મુબઇ |
| ૫૦ | શેઠ નરસિંહદાસ પુરશોતમ તમાકુવાલા | ભીમડી |
| ૨૫ | શેઠ નરોતમદાસ લક્ષ્મિદાસ ચોખાના દલાલ | ,, |
| ૧૦ | શંકરદાસ જેઠાભાઇ ખોખરી | મુબઇ |
| ૧૦ | નથ્થુ લખમીદાસ | પડઘા |
| ૧૦ | વાલજી ઠાકરશી ઉવલ મરચંટ | મુબઇ |
| ૧૦ | ત્રવાડી જાદવજી વીઠલજી | સીહોરવાલા |
| ૫ | ગાવદજી સુદરજી | મુબઇ |
| ૫ | વેલજી લાલજી | ,, |
| ૫ | મેઘજી લાલજી | ,, |
| ૫ | વિઠલદાસ મોતીરામ | ,, |
| ૫ | વલભદાસ ગોપાલદાસ | ,, |
| ૫ | શેઠ ગોપાલ કેશવજી | પડઘા |
| ૨ | ઠા પ્રેમજી જેઠા દલાલ | મુબઇ |
| ૨ | ઠા રામજી કાનજી | ,, |
| ૨ | ઠા લાલજી ડુંગરશી | ,, |

| | | |
|---|---|---|
| ૨ | શેઠ ભાઇદાસ દેવજી | ભીમર્ડ |
| ૨ | શેઠ લવજી નરસિંહ | ,, |
| ૨ | ઠા કેસવજી ડોસા | ,, |
| ૨ | ઠા. દેવજી જીવરાજ | ,, |
| ૫ | ઠા દામજી કેશવજી | ,, |
| ૨ | ઠા માધવજી ડાયા | ,, |
| ૨ | જોશી માનજી મુલજી | , |
| ૨ | જોશી ખેરાજ ઓધવજી | ,, |
| ૫ | મુલજી પરશોતમ | ,, |
| ૨ | શેઠ કરસનદાસ ભવાન | મુંબઇ |
| ૧ | સુંદરજી કારા | ,, |
| ૧ | ગોવીંદજી જીવણ | ,, |
| ૧ | કાનજી કારા | ભીમડી |
| ૧ | રણછોડદાસ ભાણજી | ,, |
| ૧ | રતનસી ગોપાલજી | ,, |
| ૧ | મહેતા અંબાલાલચુનીલાલ | ,, |
| ૧ | રામજી પુરૂશોતમ | ,, |

— —